**अथवा–**

आचार्यहरिभद्रो मे धर्मबोधकरो गुरुः ।
प्रस्तावे भावतो हन्त स एवाद्ये निवेदितः ॥ १५ ॥
विषं विनिर्धूय कुवासनामयं, व्यचीचरद्यः कृपया मदाशये ।
अचिन्त्यवीर्येण सुवासनासुधां, नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥ १६ ॥
अनागतं परिज्ञाय चैत्यवन्दनसंश्रया ।
मदर्थैव कृता येन वृत्तिर्ललितविस्तरा ॥ १७ ॥
यत्रातुलरथयात्राधिकमिदमिति लब्धवरजयपताकम् ।
निखिलसुरभुवनमध्ये सततं प्रमदं जिनेन्द्रगृहम् ॥ १८ ॥
यत्रार्थष्टङ्कशालायां धर्मः सद्देवधामसु ।
कामो लीलावतीलोके सदास्ते त्रिगुणो मुदा ॥ १९ ॥
तत्रेयं तेन कथा कविना निःशेषगुणगणाधारे ।
श्रीभिल्लमालनगरे गदिताग्रिममण्डपस्थेन ॥ २० ॥

અથવા–

આચાર્ય હરિભદ્ર મારા ધર્મનો બોધ કરનાર ગુરૂ ભાવથી છે અને તે વાત મેં પ્રથમ પ્રસ્તાવમાં જણાવેલી છે. ૧૫.

જે **હરિભદ્રસૂરિએ** કુવાસનાથી ભરેલ ઝેરને ધોઇ સાફ કરીને મારે માટે ન ચીંતવી શકાય તેવા વીર્યના પ્રયોગથી કૃપાપૂર્વક સુવાસનાનું અમૃત વિચારી કાઢ્યું–ચીંતવી કાઢ્યું, તેઓશ્રીને નમસ્કાર હો. ૧૬.

જેઓએ નહિ આવેલો (કાળ) પ્રથમથી જાણી લઇને મારે માટે જ ચૈત્યવંદનની હકીકત સંબંધીવાળી **લલિતવિસ્તરા** નામની વૃત્તિ બનાવી. ૧૭.

જે નગરમાં આખા દેવભુવન–સુરલોકની અંદર પણ અતુલ રથયાત્રાથી[1] વધી જતું, ઉત્તમ જયપતાકાથી વિભૂષિત અને નિરંતર પ્રમોદને કરાવતું જિનેંદ્ર ભગવાનનું ચૈત્ય આવી રહેલું છે; જેની ટંકશાળોમાં અર્થ–ધન છે, જેના સદ્દેવ (અરિહંત)નાં ધામોમાં ધર્મ છે અને જેના આનંદ આપનાર સ્રીવર્ગમાં કામ છે. જ્યાં આવી રીતે (ધર્મ અર્થ કામ રૂપ) ત્રણ ગણો આનંદ સદા જામી રહેલો છે એવા સર્વ ગુણગણના આધારભૂત **ભિલ્લમાલ** નામના નગરમાં કવિશ્રીએ આ કથા અગાડીના મંડપમાં રહીને કહી બતાવી. ૧૮, ૧૯, ૨૦.

---

૧ એ મંદિર દેવભુવન જેવું છે છતાં તેનાથી ચઢી જાય છે કારણ કે દેવભુવનમાં રથયાત્રા હોતી નથી, આ મંદિરમાં થાય છે તેથી તેટલી તેટલે અંશે વિશેષતા છે.

*प्रथमादर्शे लिखिता साध्व्या श्रुतदेवतानुकारिण्या ।*
*दुर्गस्वामिगुरूणां शिष्यिकयेयं गणाभिधया ॥ २१ ॥*
*संवत्सरशतनवके द्विषष्टिसंहितेऽतिलङ्घिते चास्याः ।*
*ज्येष्ठे सितपञ्चम्यां पुनर्वसौ गुरुदिने समाप्तिरभूत् ॥ २२ ॥*
*ग्रन्थाग्रमस्या विज्ञाय कीर्तयन्ति मनीषिणः ।*
*अनुष्टुभां सहस्राणि प्रायशः सन्ति षोडश ॥ २३ ॥*

અસલ પુસ્તકમાંથી એની પહેલી કોપી દુર્ગસ્વામીની શિષ્યા અને શ્રુત દેવતાનું અનુકરણ કરનારી ગણા નામની સાધ્વીએ લખી. ૨૧.

સંવત્ ૯૬૨ (નવશેને બાસઠ)નો સંવત્સર લગભગ પૂરો થતાં જેઠ શુદ ૫ (પાંચમ)ને દિવસે ગુરૂવારે પુનર્વસુ નક્ષત્રે આ ગ્રંથની સમાપ્તિ થઇ. ૨૨.

બુદ્ધિવાળા લોકો આ પુસ્તકનો ગ્રંથાગ્ર[1] જાણીને કહે છે કે એ લગભગ અનુષ્ટુભ્‌ની રીતે સોળ હજાર છે. ૨૩.

## ઇતિ ગ્રંથકર્ત્તાની પ્રશસ્તિ.



ઉપમિતિ ભવપ્રપંચા કથાનું ગુજરાતી
ભાષામાં અવતરણ સમાપ્ત.



**૧ ગ્રંથાગ્રઃ ૩૨ અક્ષરનો એક ગ્રંથ થાય. તે રીતે આ ગ્રંથ સોળ હજાર ગ્રંથાગ્ર-શ્લોકનો છે એમ લગભગ ગણતરી આપી છે. ગ્રંથ એટલે શ્લોક ૩૨ અક્ષરનો. અગ્ર એટલે પ્રમાણ. ગ્રંથાગ્ર એટલે શ્લોકનું પ્રમાણ.**

